આદિવાસી બાળકોનું બાલપત્ર

મે ૨૦૦૫
વર્ષ ૨, અંક : ૭

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

# અનુક્રમણિકા



'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.

સંપાદકશ્રી, 'બોલ'
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય

બાળ મિત્રો,

આપની શાળામાં આપના નવા સાથીઓને જોવાનો અને તેમને મળવાનો સાથે તમને પણ નવા વર્ગમાં જવાનો આનંદ તો હશે જ. આનંદમાં વધારો ત્યારે થાય કે બધાજ આપણા મિત્રો શાળાએ જતા હોય. જો આપણી સાથે રમતા અથવા આપણી આસપાસ રહેતા આપણા મિત્રો જો શાળાએ ન જતા હોય તો તેઓને આપણે શાળાએ તેડી જવા જોઈએ.

પરંતુ હમણાં વરસાદની મોસમ હોય નદી નાળા પાર કરીને જવાનું હોય ત્યારે આપણે ધ્યાન રાખવાનું હોય છે. પાણીનો પ્રવાહ વધારે હોય તો એ પાર કરવું નહીં. આપણે બીજા સાથીઓને પણ પાર કરતા અટકાવવા. આપણને

તરતા આવડતું હોય તો પણ આપણે સાહસ ન કરવું જોઈએ.

મિત્રો તમે જાણતા હશો કે, હમણા જે વરસાદ પડે છે એને ખેંચી લાવવામાં વૃક્ષો ખુબ મદદરૂપ બનતા હોય છે. વધારે વરસાદ પડે તો આપણા માતા પિતાએ વાવેલ પાક પાકે છે. આપણે પણ વરસાદ લાવવામાં મદદરૂપ થઈ શકીએ છીએ. તમને એમ થશે કે અમે તો નાના બાળકો અમે શું કરી શકીએ? પણ દોસ્તો આપણે બધા આપણા ઘરની આસપાસ કે શાળામાં એક ઝાડ રોપીએ તો એ ઝાડ વરસાદ લાવવામાં ખુબ ઉપયોગી બને છે. સાથે આપણે જો મહુડો, આંબો, ચીકુ જેવા ફળ આપે તેવા ઝાડ રોપીએ તો આપણે મોટા થઈશું ત્યારે આપણને એના મીઠા ફળ પણ ખાવાના મળે. તો દોસ્તો એક ઝાડ રોપીએ. હમણા ચોમાસાની ઋતુ હોવાથી આપણે રોપેલ ઝાડ સારી રીતે જીવી જશે. તમે રોપેલ ઝાડ જમીનનું ધોવાણ થતા અટકાવે છે અને હવાને શુદ્ધ કરે છે. જેથી આપણને ચોખ્ખી હવા મળે. આમ વૃક્ષના ઘણા લાભો હોય છે.

દોસ્તો આ વાત આપણા દોસ્તોને કરજો. અને બીજા બોલ માટે તમે પણ તમારી કોઈ વાત લખી મોકલાવશો તો આપણે હવે પછીના બોલમાં છાપીશું.

# 'પણ કેમ ?'

અમારી સમિતિની શિક્ષિકા માલતીએ મને કહ્યું , ' આ છોકરી તમને પોતાના 'કેમ – કેમ ? ' થી થકવી નાખશે.

શું સમય વિત્યો મોયના ભેગો !!!

શેઠની બકરીઓ ચરાવવા હું કેમ જાઉં?

એમના છોકરાં કેમ નથી જતાં?

માછલીઓ બોલતી નથી, કેમ?

જો ઘણાં બધાં તારાઓ સૂરજ કરતા પણ મોટા હોય તો તે આટલા નાના કેમ દેખાય છે,

એક રાતે એ મને પુછે છે,

'તમે સુતા પહેલા ચોપડી કેમ વાંચો છો?

'કેમ કે ચોપડીઓમાં તારા 'કેમ' નો જવાબ છે, મે કહ્યું. અને પહેલી વાર

મોયના ચુપ રહી.

એણે ઓરડો સાફ કર્યો. ફૂલ છોડ ને પાણી છાંટ્યું અને નોળિયાને માછલી ખવડાવી. પછી એ મારી પાસે આવી અને કહેવા લાગી. 'વાંચતા શિખિશ અને મારા સવાલોના જવાબ ખોળીશ.'

મોયના બકરીઓ ચરાવવા જતી ત્યારે એ બીજા બાળકોને મારી પાસે શિખેલું બધું જ કહી સંભળાવતી.

' ઘણાં બધા તારા સૂરજ કરતાં પણ મોટા હોય છે. પણ એ એટલાં બધા દૂર રણ છે કે નાના - નાના દેખાય છે, સૂરજ પાસે હોય છે, માટે એ મોટા દેખાય છે. માછલીઓ આપણી જેમ બોલી નથી શકતી એમની પોતાની માછલી - ભાષા હોય છે, જે મુંગી હોય છે ધરતી ગોલ છે, શું તમે જાણો છો ?



એક વરસ પછી ગામમાં પાછી આવી ત્યારે સહુ પહેલો જે અવાજ મે સાંભળ્યો તે મોયનાનો હતો, ' સ્કૂલ કેમ બંધ છે? સમિતિમાં અંદર આવતાં જ એ માલતીની સામે થઈ , સાથે એક બકરીને ખેંચી રહેલી.

' તું શું કહેવા માગે છે ? ' માલતીએ પૂછ્યું.

' હું પણ કેમ ન ભણું ? મોયનાએ પૂછ્યું

' તને ભણતા રોકે છે કોણ ? પણ ભણવાને ક્યાં?

' આજ માટે સ્કૂલ બંધ થઈ ગઈ છે. ' માલતી એ સમજાવ્યું. 'કેમ?'

' કેમ કે, મોયના, હું સવારે ૯ થી ૧૧ વાગ્યા સુધી ભણવુ છું.'

માલતીએ કહ્યું .

મોયના પગ પછાડતી બોલી, ' તો સમય બદલતા કેમ નથી ?

સવારે મારે બકરીઓ ચરાવવા લઈ

જવાની હોય છે. હું બસ ૧૧ વાગ્યા પછી જ આવી શકું , મને નહીં ભણાવો તો હું શીખીશ કઈ રીતે ? હું એ ડોશીને'

એટલે કે મને ! – ' કહી દઈશ કે અમે ગાય બકરીઓ ચરાવવાવાળા કોઈ નહિ આવી શકીએ જો સમય બદલવામાં ન આવ્યો તો – '' પછી મને જોતા જ એ

પોતાની બકરીને લેઈને ભાગી ગઈ.

એ સાંજે હું મોયનાના ઘરે ગઈ. રસોડામાં ચૂલા નજીક જઈને બેસી ગઈ. એ પોતાની નાની બહેન અને મોટા ભાઈને સંભળાવી રહી હતી,' 'એક ઝાડ જો કાપો તો બે ઉગાડો.'

' જમતાં પહેલાં હાથધોવા જોઈએ, ખબર છે કેમ ?'

' નહીંતર પેટમાં દુ:ખે.'

' તમને કશી ખબર નથી, ખબર છે કેમ ? કેમકે તમે સમિતિમાં ભણવા નથી જતાં.'

આપને ખબર છે, ગામની પ્રાથમિક શાળામાં દાખલ થનારી પહેલી છોકરી કોણ હતી ?

' મોયના .'

મોયના હવે ૧૮ વરસની થઈ છે. સમિતિમાં ભણાવે છે. તમે ક્યારેય ત્યાંથી પસાર થાઓ તો જ દૂરથી આપને એનો ઊતાવળો, ગર્વિલો અવાજ સંભળાશે, ' આળસ ન કરો . મને સવાલ પૂછો. પૂછો મચ્છરો ઓછા કઈ રીતે થશે ? ધ્રુવનો તારો ઉત્તર દિશામાં જ કેમ હોય છે? અને બીજા બાળકો પણ સવાલો પૂછતા શીખી રહ્યાં છે, ' કેમ ? ' મોયના નથી જાણતી કે હું એની વાર્તા લખી રહી છું. અગર જો જાણતી તો કહેતી કે,

' મારા વિશે લખી રહ્યા છો ? કેમ '.

રાજા દશરથે દેવદરબારમાં રડતાં રડતાં આખી બીના કહી કે એક જ તીરથી બે નર અને એક માદા મર્યાં તો ખરાં પણ એ પોતાની સગી બહેન-બનેવી અને ભાણેજ હતાં.

ભગવાને એમને મરણોત્તર ક્રિયાના ભાગ રૂપે પિંડ બનાવી નદીમાં વહેવડાવી દેવા કહ્યું. જે પિંડ પ્રવાહની વિરૂદ્ધ દિશામાં જશે એ પિંડ લઈ જશે અને એનાથી પુત્ર જનમશે.

દશરથરાજા પાછા સુનાવનમાં આવ્યા અને વિધિ કરી.

ગૌતમ નામના ઋષિ સુના વનમાં તપ કરતાં હતાં. એણે બે બારવાં(૨૪ વર્ષ) તપ પૂર્ણ કર્યું. તપશ્યાના બળે પ્રાપ્ત થયેલી વિદ્યા એણે તાડપાન ઉપર લખવા માંડી. એણે કક્કાવારી અને બારાક્ષરી રચી. કક્કાવારી શરીરના અંગો પરથી જ રચી. કોપર(કોણી)નો ક, નખનો

ખ, ગાલનો ગ, ધામ(પરસેવો)નો ધ, વગેરે. પછી બધાં જ તાડપાન લઈ એ વિદ્યા કોઈ રાજા સાચવીને પ્રચાર પ્રસાર કરશે એવું વિચારી એક રાજ દરબારમાં ગયા. રાજા કહે મારા રાજમાં ઘણા બધા તાડપાન છે. મને જરૂર નથી. ઋષિ કહે-'આ વિદ્યા છે. એનું જતન અને સંવર્ધન કરવાનું છે.' પણ રાજા એની વાત સમજ્યા નહીં. બે ત્રણ રાજા પાસે આવો અનુભવ થયો અને ગૌતમઋષિનું મન ઉતરી ગયું. એણે આખું લખાણ પોતાના લોહી વડે લખ્યું હતું અને કોઈ રાજા એ સાચવવા પણ તૈયાર ન હતા. ગૌતમઋષિ પાછા સુનાવનમાં ગયા. ત્યાં જઈ એણે પરીકુંડ બનાવ્યો. એ કુંડમાં એક એક તાડપત્રને અગ્નિના હવાલે કરવા માંડ્યું. બળતા અગ્નિમાંથી ધુમ્રચેર ઉઠી અને વનમાં પ્રસરી. વનમાં વસતા આદિવાસીઓએ આ ધુમ્રશેર ગ્રહણ કરી અને ગૌતમઋષિની તમામ વિદ્યા એમની પાસે મૌખિક પરંપરાથી આવી ગઈ.(જે આજે પણ આદિવાસીઓ સાચવી બેઠા છે.)

મહાદેવ અને પાર્વતી બવળેગીર ઉપર રહેતા હતાં. એની પૂત્રી અહલ્યાબાઈ લગ્નની ઉમર થઈ એટલે મહાદેવે સ્વયંવર રચ્યો. જે પુરૂષ એક દિવસ અને એક રાતમાં પૃથ્વીની પ્રદક્ષિણા કરશે એને અહલ્યા પરણશે. દૂનિયાભરથી યુવાનો ભાગલેવા અને જોવા માટે નક્કી કરેલા સ્થળે ભેગા થયા.

# એક કાકો અને રીંછડી



એક કાકો બજારમાંથી ગાડામાં નાખવાના નારખા અને ગોળ બંગાળીઓ લઈને આવતો હતો. જંગલમાં રસ્તે જતા એક રીંછડી સામે આવતી દેખાઈ એટલે કાકો નારખા અને બંગાળી નીચે મુકીને ઝાડ ઉપર ચડી ગયો. રીંછડી ઝાડ નીચે આવીને નારખા અને બંગાળીઓ હાથમાં અને પગમાં પહેરીને ખખડાવા લાગી પછી નાચવા લાગી.

મારો...ધણી કલીયા ને બંગાળી લાવ્યો... પછી ઉપર પેલો કાકો ખૂબ ધ્રુજે મને આજે રીંછડી ખાઈ જશે આમ વિચારીને રીંછડી ઉપર દેખીને કહે નીચે ઉતરે કલા ઘોર જવા કે ની?

એટલે પેલો કાકો વધારે બીક થી ધ્રુજવા લાગ્યો. એટલે ઝાડની એક ડાળખી ભાંગીને નીચે પડ્યો એટલે રીંછડી કાકાને ખભે બેસાડીને ઘેર લઈ ગઈ. ઘરે જઈને છોકરાઓને કહે છોરા...છોરા... તમારો બાહ.. આવ્યો... નાના નાના રીંછડીના બચ્ચાં આગળ પાછળ દોડવા લાગ્યા. પછી કાકાને રીંછડીની ભગોળમે બેસાડીને રીંછડી કહે છોરા છોરા તમારા

બાહને સાચવજો હું તેલ, મીઠું, મરચું, લઈ આવું. આમ કહીને રીંછડી બહાર જતી રહી એટલે પેલો કાકો છોકરાને કહ્યું છોકરા તમુ અહીયા રમો હું એકી પાણી જઈ આવું. આમ કહીને ભાગી નીકળ્યો. રીંછડી ઘરે આવીને છોકરાઓને પુછ્યું છોકરા છોકરા તમારો બાહ ક્યા છે. તો છોકરા કહે તે એકી-પાણી કરવા કોતળે ગયો. ત્યારે રીંછડી કાકાને પગલે પગલે કાકાને ઘેર પહોચી ગઈ. કાકો ખાટલામાં ઉંઘતો હતો. રીંછડી ધીમે પગે જઈને કાકાનો ખાટલો જ ઉચકીને ભાગવા માડી કાકો ઉપર બેઠો બેઠો ખાટલાની દોરીમાં રીંછડીના વાળ ખાટલા સાથે ગાંઠી દીધા.

રીંછડી દોડતી જઈને કહે ઉપર બેઠો બેઠો નીરાંતનો તોતળે પણ ઘોર જઈને તારો ઘાટ ઘડુ. આગળ જતા આંબા વાડીયું આવ્યું કેરી તોડી તોડીને કાકો ખાટલામાં ભરી દીધી. અને આગળ એક વડલો આવ્યો ત્યાં પોરો પકડીને ઉચો ચડી ગયો. રીંછડી કહે છેડો ભારો ભારો ઘણો પાછો ચુખલે ઘેર જઈને તારો ઘાટ ઘડું મીઠું, મરચું તૈયાર જ છે. રીંછડી આખા ડુંગોરમાં ખાટલો લઈને દોડતી જાય એટલે

આજુ બાજુના રીંછડા બધા ભેગા થઈ ગયા. રીંછડીને ભાર ઘણો લાગેલો એટલે રીંછડાના ટોળામાં ખાટલો નીચે ફેંકી દિધો. ખાટલા માની કેરીઓ ઉછળીને બધા રીંછડાને વાગી એટલે રીંછડાના છોકરા રડવા લાગ્યા. રીંછડીના વાળ ખાટલે ગાઠેલા હતા એટલે રીંછડીના વાળ ઉખળીને બોળી થઈ ગઈ એટલે મોટા રીંછડા હાથતાલ્લી આપી આપીને હસવા લાગ્યા.

રીંછડી પાછી છોકરા લઈને જે રસ્તે આવી હતી ત રસ્તે દોડવા લાગી

પેલો કાકો ઘરે જતો હતો ત્યાં રસ્તામાં ગોવાળીયા તાપણી સળગાવીને બીડી પીતા હતા. તેમને કહ્યું મારી પાછળ રીંછડી આવે છે. તેને કહે કે આ તાપણામે કાકો પડીને મરી ગયો અને આ બીલુ લો તેને નાખી દેજો. કાકો ત્યાંથી ભાગી ગયો અને થોડી વારમાં રીંછડી ત્યાં આવી તે ગોવાળીયાને પુછવા લાગી એટલે ગોવાળીયા કહ્યું કાકો આ તાપણામાં પડીને મરી ગયો છે દેખવા હોય તો બેસ હમણા માથુ તેનું ફુટશે એટલે થોડી વારમાં તાપણામાં નાખેલુ બીલુ ફુટ્યુ એટલે આજુ બાજુ બેઠેલા બચ્ચા અને રીંછડી અંદર કુધિ પડી. ઓ મારા...ધણી..રે....

# સમય

સુરજ ઉગે
સવાર થાય
સવાર થતાં
કુકડો બોલે
કુકડો બોલે ને
માણસ જાગે
માણસ જાગે
કામ પર ભાગે
બપોર થાય
સુરજ માથે આવે
એમ કરતા કરતા
સાંજ ઢળે
સાંજ ઢળે ને
સુરજ આથમે
સુરજ આથમે

ચાંદો ઉગે
ચાંદો ઉગે ને
રાત પડે
રાત પડે ને
બધા સુઈ જાય.

# રવીન્દ્રનાથ ટાગોર

રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ તા. ૭ મે, ૧૮૬૧ના રોજ કોલકત્તાના એક અતિ સમૃદ્ધ અને સંસ્કારી કુટુંબમાં થયો હતો. ધર્મ, કળા, સાહિત્ય, સંગીત અને ચિત્રકળાના વૈવિધ્યપૂર્ણ વાતવરણમાં એમનું સમગ્ર બાળપણ વીત્યું. એ માંડ ૭ વર્ષના હતા ત્યારે તો એમની કલમમાંથી એમની પ્રથમ કવિતાનો જન્મ થયો. સત્તર વર્ષની ઉંમરે એમની કવિતાઓનું પ્રથમ પુસ્તક પ્રકાશિત થયું. ઈ.સ. ૧૮૭૮માં એ વધુ અભ્યાસ માટે ઈંગ્લેન્ડ જવા રવાના થયા. પરંતુ અભ્યાસમાં ઝાઝો રસ ન પડવાથી અભ્યાસ પડતો મૂકીને માત્ર ૧૭ મહિનામાં જ સ્વદેશ પાછા ફર્યા.

ઈ.સ ૧૯૦૧માં બંગાળના બિરભૂમ જિલ્લામાં બોલપુર સ્થાને શાંતિનિકેતન વિદ્યાધામની સ્થાપના કરી જેણે આગળ જતાં આંતર રાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી. શાંતિનિકેતનમાંથી આપણા દેશમા શિક્ષણ અને સંસ્કૃતિનુ ઉચ્ચ સ્થાન બન્યું. ઈ.સ ૧૯૧૩માં એમના કાવ્ય સંગ્રહ ‘‘ગીતાંજલિ’’ માટે એમને

નોબેલ પુરસ્કાર પ્રાપ્ત થયો. આનાથી રવીન્દ્રનાથની ખ્યાતિ દેશવિદેશમાં પ્રસરી ગઈ.

રવીન્દ્રનાથટાગોરે બંગાળી ભાષા તેમ જ સાહિત્યના ક્ષેત્રે અદ્વિતીય યોગદાન આપ્યું. એમની કલમે અનેક નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ, નાટકો અને કવિતાઓનો અક્ષરદેહ આપ્યો. ઘરે-બાહિરે, ગોરા, ચોખેર બાલી, રાજર્ષિ વગેરે રવીન્દ્રનાથટાગોરની કેટલીક ઉત્તમ નવલકથાઓમાં ગણના પામી છે. ટાગોર એક પ્રખર રાષ્ટ્રવાદી આગેવાન પણ હતા. ઈ.સ ૧૯૦૫માં બંગાળના ભાગલા પડ્યા પછી શરૂ થયેલી રાષ્ટ્રવ્યાપી ચળવળમાં એમણે એમનું આગવું પ્રદાન આપ્યું. ઈ.સ.૧૯૧૯માં અમૃતસરમાં થયેલા જલિયાંવાલા બાગની હત્યાકાંડની ઘટનાને પગલે એમણે બ્રિટિશ સરકારે એમને આપેલો વિશિષ્ટ ખિતાબ પણ પરત કર્યો.

એમણે રચેલું 'જનગણમન' કાવ્ય આઝાદી પછી આપણા દેશના રાષ્ટ્રગીત તરીકે સ્થાન પામ્યું તે રવીન્દ્રનાથટાગોરને આપવામાં આવેલી શ્રેષ્ઠ શ્રદ્ધાંજલિ જ છે.

તા.૭ ઓગષ્ટ, ૧૯૪૧ ના રોજ કોલકત્તાના એમના કૌટુંબિક ઘરમાં જ્યાં એમનો જન્મ થયો હતો ત્યાં જ આ વિરલ વિભૂતિએ આપણી વચ્ચેથી કાયમી વિદાય લીધી.

# અંગ્રેજી મારી આસપાસ



ભીખાની અંગ્રેજી શીખવાની સ્વાભાવિક યાત્રાને આગળ વધતી જાય છે. ગયા અંકમાં ભીખાએ આસપાસના પર્યાવરણમાંથી શબ્દો શોધીને ભેગા કર્યા હતા. શબ્દભંડોળ એ કોઈ પણ ભાષા શીખવા માટે જોઈતી પ્રાથમિક સામગ્રી છે. ભીખાએ હજીએ દોસ્તોને કહીં રાખ્યું છે કે તમને જડે એટલા અંગ્રેજી શબ્દો શોધતા ને ભેગા કરતા રહેજો. ન આવડે તો કોઈને કે શિક્ષકને પૂછીને પણ જાણજો કે આટલી આટલી વસ્તુઓને અંગ્રેજીમાં શું કહેવાય? જેટલા શબ્દોના ડબ્બા વધારે તેટલા વાક્યોની ગાડી વધુ બનાવી શકાય.

હવે ભીખો પોતાના વિશે, મિત્રો વિશે નવાં વાક્યો, સાદા વાક્યો શીખવા લાગ્યો છે. એને I એટલે ‘હું’ એ તો ખબર છે જ. એને IS એટલે ‘છે’ તે પણ એ જાણી ચૂક્યો છે. માટે એણે આવું વાક્ય જોડયું.

I is boy તેજગઢથી આવેલ એના મિત્ર ભીમજીએ સંભળાવ્યું. તે ખૂબ હસ્યો. ભીમજી સરકારી છાત્રાલયમાં રહીને નવમાં ધોરણમાં ભણે છે. તેણે વાક્ય સુધારતાં કહ્યું

I am a boy

આઈ એમ એ બોય.

હું છોકરો છું.

એટલે ભીખાએ તરત પકડી લીધું કે

I સાથે is નહિં પણ am મૂકાય અને એક વચનમાં 'a' આવવું જોઈએ.

તણે આગળ પોતાના શબ્દો જોડયા.

I am a student

આઈ એમ એ સ્ટુડન્ટ

હું એક વિદ્યાર્થીછું.

I am a farmer

આઈ એમ એ ફારમર

હું એક ખેડૂત છું.

I am a teacher

આઈ એમ એ ટિચર.

હું એક શિક્ષક છું.

I am a player

આઈ એમ એ પ્લેયર.

હું એક ખેલાડી છું

I am a friend

આઈ એમ એ ફ્રેન્ડ

હું એક મિત્ર છું.

I am a bhimji's friend

આઈ એમ એ ભીમજીસ ફ્રેન્ડ

હું ભીમજીનો મિત્ર છું.

હવે તમે ભીમજીએ ભીખાને કહ્યું.

You are my friend

યુ આ' માય ફ્રેન્ડ

તું મારો મિત્ર છે.

You are a student

યુ આ' અ સ્ટુડન્ટ

તું એક વિદ્યાર્થીછે.

You are a farmer

યુ આ' અ ફાર્મર

તું એક ખેડૂત છે.

You are a kho-kho player

યુ આ' અ ખો ખો પ્લેયર

તું એક ખો ખો ખેલાડી છે.

You are a dancer

યુ આ' અ ડાન્સર

તું એક નૃત્યકાર છે. પણ You are એ એકવચન અને બહુવચન બન્નેમાં વપરાય તે ભીખાને ભીમજીનું એજ બતાવ્યું. પણ આવા વાક્યોમાં અંતે મૂકેલું નામ Noun બહુવચનમાં આવે અને એકવચનમાં 'a' ન આવે એ એટલું શીખવા મળ્યું.

# ઉખાણાં ????????????????????

૧) ચાર ખુણા ને બાજુ ચાર
બધી રીતે હું સરખો
ઓળખતા ન લાગે વાર
તર્ક કરીને પરખો

(ચોરસ)

૨) ત્રણ બાજુને ખૂણા ત્રણ
આ આકાર નથી અજાણ
એના અંગો ગણતા છ થાય
કહો, નામ હશે આનું શું ભાઈ?

(ત્રિકોણ)

૩) એક તીર
એવું મારું રૂપ
ઓળખો બુદ્ધિશાળી વીર
કોઈ ના રહેશો ચૂપ

(કિરણ)

૪) બે અંત્ય બિંદુઓ વાળો
રેખાનો હું ભાગ
શીદ મૂજને દો રાખ
ઉતર શોધવા લાગ

(રેખા-ખંડ)

૫) લંબાઈ પહોળાઈ જુદી જુદી
દેખાવ ચોરસ સરખો
ઓળખવામાં અગમ બુદ્ધિ
તર્ક કરીને પારખો

(લંબચોરસ)

૬) ભાષા, ગણિત, પર્યાવરણમાં
બધે જ હાજરી હોય મારી
ઘણા કહે અનુસ્વાર કે બિંદી
ગણિતમાં ઓળખ આપો મારી

(બિંદુ)

૭) આડી લીટી અંતવર્ગની
બે બાજુએ ચાલી જાય
બંને બાજુ તીર કરો તો
જવાબ જલ્દી જડી જાય

(બિંદુ)

૮) એક નગર ના આડા પાટા
મારાથી બદલાતા
કંઈ નથી ને દસ ગણું છું
ઘણાં આવા દાખલા

(શૂન્ય)

૯)થડ વગરનું થાભલું ઉપર મેળા
મેળ.

(લીલ, શેવાળ)

૧૦)મારી બકરી આલો ખાય, પાલો
ખાય, પણ પાણી પીવે તો મરી જાય.

(દેવતા)

૧૧) નાનુ ફળને હજાર કાંટા.

(કંકોળા)

૧૨) નાની વાટકીમાં કડવો શીરો.

(કાનનો મેલ)

૧૩)ઉપર રાજા રાજ કરે ને નીચે
દરજી કોટ સીવે.

(રાજકોટ)

૧૪) પાંચ અક્ષરનું નામ છે પહેલા ત્રણ
અક્ષર મળે ત્યારે મુસાફરી કરવી
એવો અર્થ થાય છેલ્લા બે અક્ષર મળે
ત્યારે માણસ એવો અર્થ થાય તો
કહો એ શું?

(સફરજન)

૧૫) મા એથરી પેથરી, બાપ બોડીયો
અને છોરો ગોરો એ શું?

(નાળીયેર)

૧૬) વાડેવાડે લોહીનાં ટીંપા.

(ચણોઠી)

૧૭) વાડે વાડે હાંડલા ગબડે.

(બકરી)

૧૮) તપેલીમાં તપેલી મહી કલેંગી
ઘોડો જે એને ના ઓળખે તેનો
બાપ શંકરીયો ગોલો.

(ખાટી આંબલી)

# જનાવર



ક્યિુ જનાવર બોલે રે હો રંગલી રે

ક્યિુ જનાવર બોલે રે લોલ

નિશાળના છોકરા બોલે રે હો રંગલી રે -૨

ક્યિુ જનાવર બોલે રે લોલ

નિશાળમાં શું શું આલે રે હો રંગલી રે -૨

પાટી-પેન ચોપડા આલે રે હો રંગલી રે -૨

બીજુ હુ હુ આલે રે હો રંગલી રે -૨

કપડા ને પૈસા આલે રે હો રંગલી રે -૨

નિશાળમાં મફ્ત ભણાવે રે હો રંગલા રે -૨

બીજુ હુ હુ ભણાવે રે હો રંગલી રે -૨

લખતા વાંચતા શિખવાડે રે હો રંગલા રે -૨

જ્ઞાન વિજ્ઞાનની વાતો કરે રે હો રંગલા રે -૨

જ્ઞાન સાથે ગમ્મત કરાવે રે હો રંગલા રે -૨

નવી નવી રમતો રમાડે રે હો રંગલા રે -૨

જીવન જીવવાની કળા શિખવાડે રે હો રંગલા
-૨

સત્ય અહિંસા શિખવાડે રે હો રંગલા રે -૨

ક્યિુ જનાવર બોલે રે હો રંગલી રે

ક્યિુ જનાવર બોલે રે લોલ.

# મુખીપણાનો ચસકો

એક મોટું ચોવાડ. ઊંચી ઊંચી વાડ. એક ફેરા સસલાંની નાત આ ચોવાડમાં ભેગી થઈ. સસલાં તો બધાં સરખાં લાગે. આ એક ને પેલું બીજું એવું એમાં નહિ. બધાં આખા ખેતરમાં ઢગલે ઢગલા થયાં

નાત ખરી પણ એનો આગેવાન ન મળે. આગેવાન જોઈએ. કેવી રીતે આગેવાન નક્કી કરવો ? સસલાં એ નક્કી કર્યું કે પચાસ પચાસ સસલાંનો નાનો નાનો ટોળો કરીયે. એમાંથી બબ્બે તારવીએ નાના ટોળા કરીને બબ્બે સસલાં તારવ્યાં. એ બબ્બે નો જૂદો ટોળો થયો. હવે એમાંથી બે આગેવાન કાઢીએ એમ નક્કી થયું.

એ બે આગેવાન કેવા હોય ? જાડા કે પાતળા ? જાડા હોય તો સારું. ઓળખાય. હા, જાડા જ રાખીએ. એમ બે જાડા સસલા આગેવાન કર્યા. એક મુખી ને ઉપમુખી.

ટોળામાંથી સસલાં બોલ્યાં : સસલાં તો બધાં સરખાં લાગે. મુખી ને ઉપમુખી ને ઓળખવા કેવી રીતે?

એક સસલું કહે : આજે આ બે

જાડા।

ને આગેવાન કર્યા. પણ કાલે કોઈ બીજું સસલું ખાઈ પીને તગડું થાય ને એ કહે કે હું આગેવાન, એ વેળા એ શું કરવાનું ?

બીજું સસલું કહે : હા ભાઈ, ઓળખવાની કોઈ રીત કરવી પડે.

ત્રીજું સસલું બોલ્યું,: એમ કરો કે આ બે આગેવાનની પીઠે લાકડાંને વેલાથી તાણી બાંધીએ એટલે તરત દેખાશે

'હા, એ બરાબર' એ બે આગેવાન સસલાઓની પીઠે લાકડાં ને વેલથી બાંધ્યાં.

એટલામાં જંગલમાંથી શિકારી કૂતરાં સસલાંના ચોવાડમાં પેઠા. સસલાંએ નાસ ભાગ માંડી. કોઈ આ નેળિયામાંથી તો કોઈ પેલા નેળિયામાંથી છટકી ગયાં આખું ચોવાડ ખાલી. પેલા બે મુખી સસલા નાસવા જાય પણ પીઠે બાંધેલા લાકડાં વાડમાં અચકાય એટલે પાછા પડે. શિકારી કૂતરા મુખી સસલાનાં પૂંછડાં તોડી ખાવા લાગ્યા.

વાડની પેલી બાજુ સસલાં મુખી સસલાને બોલાવતાં હતા : જોર કરીને નિકળી જાઓ. નહિ તો મરી જશો. પીઠે બાંધેલા લાકડાં છોડી નાખો ને બહાર આવો'

લાકડાં તો ચૂસ્ત બાંધેલા. છૂટયા નહિ. 'મરી જવાય તો ભલે પણ આગેવાની નિશાની ના છોડીએ.' છેવટે શિકારી કૂતરા આગેવાન સસલાને ફાંફેડી ખાઈ ગયા. બાંધેલાં લાકડાં ન છોડયાં તે ન જ છોડયાં.

આગેવાનીનો ચસકો એ આનું નામ.

# ???????????????????શું તમે જાણો છો?

૧)રાષ્ટ્રપતિ દ્વારા નિમાતા બે સભ્યો કઈ જાતિના છે?

૧) તમિલ ૨)સંથાલ ૩)એંગલો ઈન્ડિયન ૪)ભીલ

૨)દિલ્હી પહેલા કયા નામથી ઓળખાતું હતું?

૧)ઈન્દ્રપ્રસ્થ ૨) વારણાવ્રત ૩)કલિંગ ૪) હસ્તિનાપુર

૩)સ્વામી વિવેકાનંદનું મૂળ નામ શું હતું?

૧)સુરેન્દ્ર ૨) રવીન્દ્ર ૩)હેમેન્દ્ર ૪) નરેન્દ્ર

૪)સત્યશોધક સભાની સ્થાપના કોણે કરી હતી?

૧)જ્યોતિબા ફૂલે ૨)એની બેસેન્ટ ૩)ન્યાયમૂર્તિ રાનડે ૪)દેવેન્દ્રનાથટાગોર

૫)કઈ બે વીરાંગનાઓનાં નામો ૧૮૫૭ના વિપ્લવમાં ખૂબ જાણીતાં છે?

૧)રાણી લક્ષ્મીબાઈ અને બેગમ હજરત મહાલ ૨)રાણી દાદુ અને જીનીભાઈ ૩)જોધાબાઈ અને અહલ્યાબાઈ ૪) આમાનું એક પણ નહીં.

૬)આર્યો ભારતમાં ક્યાંથી આવ્યા હતા?

૧)મધ્ય એશિયામાંથી ૨) દક્ષિણ એશિયામાંથી ૩)પૂર્વ એશિયામાંથી ૪) પૂર્વ યુરોપમાંથી

૭)શક સંવતની શોધ કોણે કરી હતી?

૧)અશોક ૨)હર્ષ ૩)વિક્રમાદિત્ય ૪)કર્નાલ્ડ

૮)આપણા નખ શેના બનેલા હોય છે?

૧)પ્રોટીનના ૨)વિટામિનના ૩) કેરોટીનના ૪) ચરબીના

૯)લોહીમાં રહેલું અગત્યનું તત્વ કયું છે?

૧)હીમોગ્લોબિન ૨)ટેનીન
૩)લેનીન ૪)આમાંનું એક પણ નહીં

૧૦)દરિયાઈ અંતર માપવાના એકમને શું કહેવાય છે?

૧)આવૃતિ ૨)પ્રકાશવર્ષ
૩)ઝડપ/મીટર ૪) નોટિકલ માઈલ

૧૧)સૌથી વધારે વિટામિન સી કયા ફળમાં હોય છે?

૧)કેરીમાં ૨)સફરજનમાં
૩)આમળામાં ૪)લીંબુમાં

૧૨)સૂર્યમંડળનો કયો ગ્રહ સૌથી મોટો છે?

૧)ગુરુ ૨)બુધ ૩)શુક્ર ૪) શનિ

૧૩)વનસ્પતિઓ લીલો રંગ શાને આભારી છે?

૧)રંજક કણ દ્રવ્યો ૨)હરિતકણો
૩)કણાભસૂત્રો ૪)રાઈબોસોમ

૧૪)ગુજરાતી ભાષાનો સંબંધ કઈ ભાષા સાથે સંકળાયેલો છે?

૧)ઈટાલિન ૨)વૈદિક ૩)રોમન
૪)ગ્રીક

૧૫)બાયોગેસમાં મુખ્યત્વે કયો વાયુ હોય છે?

૧)મિથેન ૨)ઈથેન ૩)બ્યુટેન
૪)કાર્બન મોનોક્સાઈડ

જવાબો:-

૧.ભીલ,૨.હસ્તિનાપુર, ૩.નરેન્દ્ર, ૪.જયોતિબા ફુલે, ૫. રાણી લક્ષ્મીબાઈ અને બેગમ હજરત મહાલ, ૬. મધ્ય એશિયામાંથી, ૭. કાર્નાલ્ડ, ૮. કેરોટીનના, ૯. હીમોગ્લોબિન, ૧૦. નોટિકલ માઈલ, ૧૧. આમળામાં, ૧૨. ગુરુ, ૧૩. હરિતકણો, ૧૪. વૈદિક, ૧૫. મિથેન.

# રેડીયો

૧૮૮૮માં એક જર્મન વૈજ્ઞાનિક કાઈનરિક હર્ઝે “રેડીયો વેવઝ”નું સંશોધન કર્યુ. આ “વેવઝ” થી અવાજ એક જગ્યાથી બીજી જગ્યા સુધી પહોંચી શકતો હતો. ૧૯૦૧માં એક ઈટાલીયન જુજબીએમાં મારકોની નામની વ્યક્તિ એક સાધન નિર્માણ કર્યુ. જેનાથી અવાજના “વેવઝ” વીજળીના રૂપમાં બદલાઈ જાય. તેથી આપણે દૂર દૂરનો અવાજ સાંભળી શક્ય છે. એક પ્રયોગમાં આ મારકોની અવાજ દરિયા પાર સુધી પહોંચાડ્યો હતો.

પહેલા વિશ્વ યુદ્ધમાં આ સાધનનો વિકાસ થયો એનો ઈલેકાપટોર વિમાન અને ફૌજમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ રીતે સેનાના અલગ-અલગ જગ્યાએ ખૂબ અંતરથી એકબીજાને સહેલાઈથી સંપર્ક કરી

શકતા હતા.

પહેલા આ સાધનનો માત્ર સરકાર અને સેના જેવી સંસ્થાઓ ઉપયોગ કરતી હતી. પણ ૧૯૨૦ના દશકમાં આ સાધનનો વધુ વિકાસ થયો અને સામાન્ય લોકો સુધી અવાજ પહોંચી શક્યો હતો. આથી લોકોને કોઈ રેડીયો કેન્દ્રથી સમાચાર, ગીતો, વાર્તાઓ અને પ્રવચનોને સાંભળવા મળ્યું. ઈંગ્લેન્ડનું ''બીબીસી'' આખી દુનિયા સુધી અંગ્રેજી સમાચાર પહોંચાડતો હતો અને એ રીતે ભારતના લોકોને ખબર પડી કે દુનિયામાં શું શું થાય છે. આપણી આઝાદીની લડાઈમાં રેડીયો ખુબ ઉપયોગી હતો કારણ કે લોકો એક બીજાને સંપર્ક કરી શકતા હતા, અને દેશના અલગ-અલગ પ્રદેશો સતત સંપર્કમાં રહ્યા.

પહેલા માત્ર ''એ, મ'' રેડીયો હતો, પણ તે પછી ''એફ, એમ'' નો વિકાસ થયો. જેમાં અવાજ સ્પષ્ટ વધુ સંભળાતો હતો. હવે ભારતમાં વધુમાં વધુ ''એફ, એમ'' રેડીયો કેન્દ્રો જોવા મળે છે.

# ભીલી મહાભારથ

સાત ઋષિએ માંડ્યા તપ

બાર વરસની ધૂણી, ઉપર ત્રિશૂળ

''શિવ-શક્તિ'' આવી તપ તોડવા

ત્રિશૂળે બેઠીને મરી ગઈ.

ઋષિએ ધોયાં હત્યાનાં પાપ

નાખ્યાં અમીના હંસા ને કણિયોર કાંબ

સમડીના હાડથી બે કુંવરી જન્મી

એક ગાંધારી ને બીજી કુંતા

એક સવારે કુંતા પાણી ચાલી

એને સૂરજનાં કિરણ વાગ્યાં

એ કિરણથી રહ્યો કુંતાને ગર્ભ

કપાળ ફાડી ગર્ભ નિકળ્યો

કુંતા કહે, હું કુંવારી, તને દાટું

ગર્ભનો કુંવર ખાડામાં પૂર્યો

ઊપર આડો પથરો મૂક્યો

કુંવર સોંપ્યો ધરતી સૂરજને

ઋષિએ ગાંધારી સતરાજાને આપી

અને કુંતા પાંડુને પરણાવી

આશ કહી, ગાંધારીને ઈઠોતેર

ને કુંતાને પાંચ કુંવર જનમશે.

# ભાઈ-બહેન



સાત ભાઈ ને એક બહેન હતી, સાતે ભાઈઓના સાત જોડી બળદ હતા. એક ભાઈ બળદને એક દિવસ જંગલમાં ચરતા ચરતા જંગલમાં આગળ નીકળી ગયા ને ખોવાઈ ગયા. જંગલમાં ઘણી તપાસ કરી પરંતુ મળ્યાં નહી. બધા પ્રય ત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. જેથી એક દેવની બાધા લીધી. બળદ તો અમારો આધાર કહેવાય, અમારા બળદને શું થયું? કોણ લઈ ગયું ? કોઈએ સંતાડી દીધા કે શું ? કંઈ ખબર પડતી નથી, જો અમારા બળદ મળી જાય તો અમે અમારી બહેન છે તેનીબલી ચઢાવીશું. નાના ભાઈએ કહયું આપણે જ નાની બહેનને કેમ કેમ ચઢાવીશું? પણ નાનો હોવાને કારણે કોઈએ એમની વાત કોઈએ માની નહીં.

બાધા માનીને ઘરે આવ્યા ત્યારે ઘરે આવીને જોયું તો બળદ ઘરે આવી ને બેસી ને વાગોળતા હતા. બળદને જોઈને બધા તો રાજીના રેડ થઈ ગયા. નાના ભાઈએ તો ફરી વાતા કરી કે આપણી બહેનને તો કેમ કેમ ચઢાવાય, છતાં કોઈ માન્યું નહીં, એમને તો બહું જ ખોટુ લાગ્યું. બળદ મળી ગયા એટલે એક દિવસ બાધા ચઢાવવાનું નક્કી કર્યું. ભગતને મળી દેવને ચઢાવવાનો સામાન લઈ આવ્યા.

દેવે જવાના એટલે બધા આનંદમાં રહેવા લાગ્યા. નાની બહેન પણ ખુબ આનંદમાં આનંદમાં ને આનંદમાં કામ પણ તરત પુરૂં કરી નાખે. નાના ભાઈ આ બધું જોઈને એક ગીત ગાય...

દલી દલી ક્રા ક્રરે બેના તું ને દેવે ચળાવી યે
બેના તું ને દેવે ચળાવી...
સળી સળી ક્રા ક્રરીયે બેના તું
ને દેવે ચળાવી યે
બેના તું ને દેવે ચળાવી...
ઉફ્રણી ઉફ્રણી ક્રા ક્રરીયે બેના
તું ને દેવે ચળાવી
પાણી ફરી ફરી ક્રા ક્રરીએ બેના
તું ને દેવે ચળાવી યે
બેના તું ને દેવે ચળાવી...
નીપી નીપી ક્રા ક્રરીએ બેના તું
ને દેવે ચળવી યે
બેના તું ને દેવે ચળાવી...
વાલી વાલી ક્રા ક્રરીયે બેના તું ને દેવે ચળાવી યે
બેના તું ને દેવે ચળાવી...

બહેનને તો આ વાતની ખબર જ ન હતી, તે તો મને પણ દેવની બાધા ચઢાવવા જવાના છે ત્યાં બહેનોમાં ક્રોઈને નહી ને મને જ લઈ જવાના છે એમ ક્રરી બહું જ ખુશ હતી.

ગાલ્લી તૈયાર ક્રરી ને બધા ગાલ્લીમાં બેસી ગયા. નાના ભાઈએ તો ચાલતા જ જવાનું નક્કી ક્રર્યુ. ચાલતા ચાલતા જંગલમાં એક્ર ગીલોલથી હોલી મારી. એને દેવતા

સળગાવી સેક્રી લીધી. એનું શાક્ર પાંદડામાં વીટી ખીસામાં મૂક્રી લીધું.

મોટાભાઈ ને ગામના બીજા લોક્રો પણ દેવના સ્થાનક્રે પહોંચી ગયા. બળદને ઘાસ ચારો નાખી બધાએ સ્નાન ક્રરી ભગતની સાથે પૂજા ક્રરવા તૈયાર થઈ ગયા. બહેનને પણ સ્નાન ક્રરાવી લઈ જઈ દેવને ચઢાવી દીધી. બધા જમવા બેઠા. નાના ભાઈને તો બહું દુ:ખ થયું છતાં બધાની સાથે જમવા બેઠો. તેને જે શાક્ર આપવામાં આવ્યું. તેને જમીનમાં પળેલી ભેખળમાં નાખતો ગયો અને જે હોલીનુ શાક્ર લાવ્યો હતો તે એણે તો ખાધું.

બધી વિધિ પુરી થઈ બધા પોત પોતાના ગામ આવી પોત પોતાના ઘરે જતાં રહયાં.

જંગલમાં જયાં ભેખળમાં શાક નાખ્યું હતું તે જગ્યા પર એક વાંસનો છોડ ઉગ્યો. એક બાવો ફરતો ફરતો એ તરફ ગયો. એણે વાંસ કાપી એક વાંસળી બનાવી. જે વાંસળીનો અવાજ બહું જ સુંદર હતો. બાવો તો વાંસળી વગાડતો વગાડતો ગામમાં ગયો. વગાડતો વગાડતો મોટા ભાઈને ત્યાં આવી પહોચ્યો. તે વાંસળીમાં એવો અવાજ નીકળવા લાગ્યો કે આ ઘર તો ખરાબ છે એ ઘરનું પાણી ખાવાનું ન ખપે. અહીંનો વહેવાર ન ખપે. આમ ફરતા છ ભાઈઓ ને ત્યાં ગયો. છેલ્લે નાના ભાઈને ત્યાં જઈને બેઠો. ત્યાં વાંસળી વગાડવા માંડી તો ત્યાં તો આ મારો વીરો અહીન તો બધું જ ખપે. પાણી, ખાવાનું, રહેવાનું..... નાનોભાઈ સાંભળીનેકહે ફરી વગાડની વાંસળી ઘણી સુંદર સંભળાય છ. એને વાંસળી ખુબ ગમી ગઈ. તેણે જોગીને કહ્યું આ વાંસળી મને આપી જા હું તને જે જોઈએ તે આપીશ. એણે તો એક મોટો ટોપલો ભરીને અનાજ આપ્યું.

વાંસળી સાચવવાની ચિંતા હતી તેણે વાંસળીને એક જગ્યાએ ટીંગાળીધી. નાનો ભાઈ ને ભાભી સવાર થાય એટલે ખેતરમાં અને બીજું કામ કરવા ઘરની બહાર નીકળી જાય. તૈયારે વાંસળીમાંથી બહેન બહાર આવે ને પાણી ભરી દે, ઘર વાળી દે, ખાવાનું બનાવી

દે, ઘરે આવીને જૂએ તો ઘરનું બધું જ કામ થઈ ગયેલું હોય, ભાઈને ભાભી વિચારે આ કોણ કરી જતું હશે ? કોય બલા આવીને તો નથી કરી જતીને ? આવું ઘણા દિવસ થયું એટલે ભાઈને થયું ચાલો એક દિવસ સંતાઈ ને જોઉં. કોણ આ કરે છે. બીજા દિવસે સંતાઈને જોયા કર્યું તો એક યુવતી વાંસળીમાંથી બહાર આવી બધું કામ પુરું કરી વાંસળીમાં ફરી પ્રવેશવા જતી હતી ત્યાં એનો ચોટલો પકડયો તું કોણ છે ? કંઈ બલા કે વેતરી છે ?

બહેને કહયું હું તમારી બહેન છું. તમે દેવે બાધા ચઢાવવા ગયલા ત્યારે તે હોલીનું શાક ખાધું હતું ને પેલું શાક ભેખળમાં નાખી દીધું હતું. તે ભેખળમાંથી હું વાસ થઈને ઉગી. એક બાવો આવ્યો તેણે વાંસ કાપી એક વાંસળી બનાવી. તે વગાડતો તાર ઘરે આવ્યો ત્યારે તે એ વાંસળી એની પાસેથી માંગી લીધેલી. નાનો ભાઈને બહેન બંને ભેટી પડયા. હવે હું તમને નહી જવા દઉં. તે દિવસે વાંસળી તોડી નાખી. ભાઈ ભાભી અને બહેન સુખેથી રહેવા લાગ્યા.

# દિકરી



એ કહ્નુવુ મોટુ ગાંડપણ

દિકરી તો ઘરની દિવડી

દિકરી તો નહી છીકરી

દિકરી ઉકરડાની જાત

પુરાણી એ વિસારો વાત

દિકરી તો વિકાસની વાત

દોરે ત્યાં ના જાય

અભણ એ શરમની વાત

સમજણ હવે થઈ ગઈ પાકી

ભણીગણીને હોશિયાર થાઉ

મા-બાપને ઠગતા બચાઉ

દિકરી તો સાપનો ભારો

એ વાત થઈ ગઈ જુની

દિકરી તો દુઃખમાં સહારો

થઈને લાકડી દે સથવારો

દિકરી એ પારકી થાપણ

# ફરી મળીશું

બાળ મિત્રો,

આ વર્ષે ચોમાસુ તો ખુબ જ મજાનું હતું ! ખૂબ સરસ વરસાદ આવ્યો. પણ તમને ખબર હશે કે દક્ષિણ ગુજરાતમાં ઘણા ગામડાઓમાં પૂર આવવાથી ગામવાળાઓ પરેશાન થયા હતા. સુરત અને વડોદરા જેવા શહેરોમાં પણ પૂરથી જીવન ઠપ્પ થઈ ગયું હતું. કદાચ તમે સાંભળ્યુ હશે કે મુંબઈમાં તો બધે જ જળબંબાકાર પરિસ્થિતી સર્જાયેલી હતી. આજ વર્ષે બિહારમાં પણ ઘણાં ગામડા અને શહેરો પૂરથી અસરગ્રસ્ત બની ગયા હતાં. આપણને ધો ધો વહેતી નદી જોવામાં ખૂબ મજા પડે છે, પણ નદીને એકવાર ગુસ્સો ચઢી જાય તો ઝાડ, ગાય, બળદ, બાળકો અને વડાઓ બધા જ એના ઝપેટમાં આવી જાય છે.

તમને યાદ છે ને કે આ વર્ષે પહેલા મહિનામાં દક્ષિણના રાજ્યોમાં દરિયાથી તોફાને હાહાકાર મચાવેલો ? દરિયા તળીયે ભુંકપ થયો એવું કહેવાય છે જેને આપણે નામ આપ્યું 'સુનામી'. સુનામીનો ફટકો તો માત્ર ભારતને જ નહી પણ એશિયાઈ ખંડમાં આવેલા ઘણાં બધા બીજા દેશોને પણ થયો હતો. એવું માનવામાં આવે છે કે સુનામી સો વર્ષમાં એકાદ વાર જ આવે છે. તમને યાદ છે ને કે આ વર્ષે થયેલા સુનામીમાં હજારોની સંખ્યામાં માણસો મરી ગયા, મકાનો તુટી ગયા અને નૌકાઓ ડુબી ગઈ.

થોડા દિવસો પહેલા અમેરિકા દેશના ફ્લોરીડા રાજ્યમાં દરિયાઈ તુફાન ઉઠ્યું હતુ જેને કહેવામાં આવ્યું 'વાવાઝોડુ'. અંગ્રેજીમાં એને 'હરીકિન' કહેવાય છે. ફ્લોરીડામાં ઉઠેલા હરીકિનથી અમેરિકા દેશનું એક આખુ શહેર પાણી નીચે આવી ગયું. આ શહેરનું નામ છે ન્યુ

ઓરલિન્સ. ડોલમાં ભરેલા પાણીમાં દેડકા તરતા હોય એવી સ્થિતી ત્યાંના મોટા-મોટા ઈમારતોની થઈ ગઈ. આપણે બધા જ માનીએ છીએ કે અમેરિકા એક મોટો શક્તિશાળી દેશ છે, પણ આટલા શક્તિશાળી દેશમાં પણ કુદરતી આફત આવી જાય તો ભગવાન પણ કોઈને બચાવી શકતા નથી.

પાંચ-છ વર્ષ પહેલા આપણે ત્યાં મોટો દુકાળ આવ્યો હતો. ત્રણ વર્ષ સુધી વરસાદનું એક ટિપુ પણ વરસ્યુ નહીં.

તમને ખબર છે કે આ વર્ષે નવરાત્રી પહેલા ગર્મી ખુબ જ વધી ગઈ છે. ચોમાસા આવવાથી જે શીતળતા ફેલાય છે તે જરાય નથી અને (બાષ્પ) બરોડ નું પ્રમાણ હવામાં ખુબ જ વધી ગયું છે. આનાથી વનસ્પતીઓ ઉપર પણ ખુબ ખરાબ અસર થાય છે એવું મોટા માણસો કહે છે.

આ સુનામી, હરીકેન, પૂર, વાવાઝોડુ, દુકાળ અને હવામાં થતા અન્ય બદલાવ ક્યાંથી આવે છે ? કોણ એમને બનાવે છે ? આ પ્રશ્નોના ઉત્તર આપણી પાસે છે.

માનવી કુદરત સાથે ચેડા કરે તો કુદરત પણ માનવી સાથે ચેડા કરે છે. તમને ખબર છે ને કે તમે તમારા દોસ્ત કે બેનપણીને પરેશાન કરો છો તો તે પણ તમને પરેશાન કરવા માંગે છે ? એવી રીતે જ કુદરત પણ આપણી સાથે રમત રમે છે. આપણે એને સંભાળીશું, એનો આદર કરીશું તો એ પણ આપણને સારી રીતે સંભાળી શકશે. આપણે કુદરતને નુકશાન પહોચાડીશું તો એ પણ આપણને નુકશાન પહોચાડશે. આ વર્ષે જોયું ને? હવે આવતા વર્ષોમાં ફરી એક વાર આપણને કુદરત પાસેથી પ્રેમ મેળવવાનો છે. આ તમારી ને મારી જવાબદારી રહી.